# -સંગીત-
# ગાયન માળા

ગોપીચંદ, સતીતોરલ, મીરાંબાઇના ભજન સાથે.





સંગ્રહ કરી છપાવી પ્રસિદ્ધ કરનાર—
બુકસેલર મણીલાલ ભાઇશંકર વ્યાસ.
ઠેકાણું–સ્ટેશન રોડ–સુરત.

આવૃતી ૧ લી. (કોપીરાઇટ) સને ૧૯૨૩.

સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી
'અનાવિલ' પ્રિન્ટીંગ પ્રેસમાં રઘુભાઇ
લલ્લુભાઇ દેસાઇએ છાપ્યું.

કીંમત બે આના.

## ૨૯૯-જાલુંદર.

### ગોપીચંદનું ભજન.



જીરેજી સગી નણંદીકા વીરા, સારી નગરીકા રાજા,
ગોપીચંદ જોગી બન ગયોજી-જીરેજી સગી-ટેક.

ગોપીચંદ લીધા ભગવારે, અંગરે ખાખ લગાડી,
માતા મુને ભીક્ષા આલોજી-(૨)-જીરેજી સગી—૧

ઉઠો સાસુડી ભર નીંદ્રમારે, તારે નયણે નીંદ્રાને વારો
તારો જાયો જોગી બન ગયોજી (૨) જીરેજી-સગી.

ઘેલી વહુ વારી ઘેલી મત બોલો રે તારી જીભ કટાવું,
માથે લુંણ છટાવું, ઘેલી વહુ ઘેલું મત બોલો (૨) જીરેજી

કે'ને સોપ્યાં તારા પરગણાંરે, કેને સોપ્યું તારૂં રાજ,
ગોપીચંદ નીશ્ચે શું કીધું જી (૨) જીરેજી-સગી

પ્રભુને સોપ્યા મારા પરગણાંરે, સંતુને સોપ્યું મારૂં રાજ
મારે કર્મે એવું લખ્યુંજી (૨) જીરેજી-સગી

ઉત્તર ઝબુકે રાજા વીજળીરે, ટાઢા બોલે દસવીસ મોર
બપૈયા એમ તલખેજી (૨) જીરેજી-સગી

મઢી બનાવું રંગમહેલમારે, દોઢીએ આસન રખાવું
સ્વામી તારી સેવા કરૂં જી (૨) જીરેજી-સગી

કુંવારી કન્યાને વર ઘણાંરે, પરણ્યાને પાપ લગાડયો
દાતા તારી ચોરી શું કીધીજી (૨) જીરેજી

... માનતીએ ઉદર ઉપાચોરે ગુરૂ મુને મળ્યા ગોરખનાથ

# સંગીત ગાયન માળા.

**ભરથરી ભિક્ષા**–પીંગળા અને ભરથરીનો સંવાદ.

* ધીક યુવા ધીક મુજને, ધીક કામ વિકારજી,
જેણેરે ભુલાવી મને સત્યથી, કર્યાં નીચ વિચારજી–
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ક્ષમા કરોરે રાજા રંક છું, નારી અજ્ઞાન જાતજી.
અન્ય વખતે એવું નહીં કરૂં લાજ્યા માતને તાતજી;
કપટ રૂપીરે રાણી પીંગલા, એ શું બોલો વચનજી,
રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારી મનજી.
ભિક્ષા દેને મૈયા પીંગલા...

તુંરે ખોટી ને ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વન એકલો, જેથી પામુ ઉદ્ધારજી.–ભિક્ષા.

* રહોતો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમાં, જમીએ આપણ સાથજી–ભેખરે.
મઢીરે કરાવું રંગ મહેલમાં, રાખું ગુપ્ત અવાસજી,
જેમરે જાણે નહિ જગતમાં, સાધો જોગ રહી પાસજી.–ભેખરે.

+ મહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન તારૂં રાણી શું કરૂં, નથી ભોગની આશજી.–ભિક્ષા.
વાસી જંગલના જોગી અમે, નહી ગામમાં વાસજી,
વિષની વેલીથી અળગો રહું, નહિ નારીનો પાસજી.–ભિક્ષા.

+ ભગવા જોઇ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી,
માઇ ન કહો મારા કંથજી, લાગે દેહમાં લાયજી.–ભેખરે.
– વધુરે શું વદું રાણી પીંગલા, કરૂં કેટલો ફુચ્ચારજી.
બંધુ જેવોરે બંધુ તજ્યો, માર્યો વચનનો મારજી;
હવેરે રાજને રાણી શું કરું !

+ વાંકીરે વિધાતા મને ભુલવી, લખીયા લેખ લલાટજી,
આનુંરે પાયાશ્ચત હવે શું કરૂં, મારગ આપો પૃથ્વીમાતજી.–ભેખરે.
ત્રણશો નારીરે અન્ય આપની, માલવ પતિ મહારાજજી,
એકને કારણે એને નવ તજો, પાપી પીંગળાને કાજજી,–ભિક્ષા.
મોહ છોડી દે રાણી પીંગળા, પ્રીતે કર સતસંગજી.
સગુંરે નથી કોઇ કોઇનું; આ સંસાર પતંગજી.–ભિક્ષા.
દેતી હે તો દે મુને, નહિ તો કરૂં ગૃહ ત્યાગજી,
મારારે ...

( વિરકુણાલ નાટક )—પરદેશ થનારો—ગઝલ.

અમારા દેશને છોડી અમે થાનાર પરદેશી,
હૃદયને મેળવી લેશે, અમારો પ્યાર પરદેશી,
થયાં દુર્ભાગીયા એવા, તજ્યા દેશની સેવા,
ભટકશું ! પારકા ઘરમાં, બની લાચાર પરદેશી,
અમારાં દેશબંધુઓ ! અમારી જન્મ ભૂમિમાં,
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી,

## —રાજકઠીયારાની વાર્તા.—

### રાગ–દોહરાની ચાલ.

ભરતખંડમાં સુંદીર ગામ, ક્ષત્રિઓનું મોટું ધામ,
જજ્જાં નામે પુરનો ધંણી, સં નામે રાણી પદમણી,
એક દીવસ નીશાએ રાય, પાસે રાણી ચાંપે પાય,
રાત દીવસનો પડયો વિવાદ, હોડ કરી કીધો સંવાદ.
ચઢા ઉતરી બેને થાય, રાજા હઠમાં આવી જાય,
હાજીઆએ, હાજીહા, કરી, કાળી રાત બપોરો ઠરી,
ગર્ભવંતી ગુણવંતી નાર, મુકી રાત્રે વન મોઝાર
રોતી પીતતી રાણી ગઇ, વનમાં પ્રસુત પીડા થઇ,
જન્મ્યો કુંવર કન્હૈયો કહાન, જાણે બીજો ભૂપ નીધાન,
પણ પતી વીણ સતીનું મન કચવાય, જુવે પુત્રને રોવાઇ જાય,
રાણી શોક અધીક મન ધરે, દીકરો લઇ દક્ષીણ પરવરે.
ભુખ દુઃખના અભ્યા દીન; સતીનું શરીર થાતું ક્ષીણ,
પુત્ર ઉગારી માતા મરે, સિદ્ધિ સ્વર્ગ વીશે સંચરે.
મરતાં માંદળીયુ દીધ હાથ; માતાએ આશીષ સંગાથ,
કુંવર પછી કઠીયારો ઠર્યો, પીતા ક્રોધથી કુંવરી વર્યો,
સતીયે દળદર કહાડયું દુર, ત્યાંથી આવ્યા શ્રી સિદ્ધપુર,
કપટે કંથ વગડે ઉપડે, સતી સસરાને પાલવડે,
—કહો જોગી પતી કહાં જઇ રહ્યા ! જંગલમાં જોગી થઇ ગયા,
—કહો જોગી સસરાનું શું થયું ? *પુત્ર વધુ પર ચિત્તજ ગયું,
*કુંવર તાતથી કેમ પમાય ! સતીને પતીનો સમાગમ ક્યાં થાય,
[illegible] સામી આંખો [illegible] [illegible] સામી પીઠજ [illegible]

અલીશાબ—

મારી સજની, તું ક્યાં રમીઆવી રજની, સાચું બોલ, બોલ, બોલ.
સાણી સૈયર, તું શીદને આળ ચડાવે, કેડો છોડ, છોડ, છોડ ?
કમળાં ખાવા શું થી હતીને, કમળાં કેમ કરમાણી,
પરસેવો તને ક્યાં વળ્યો તારી અમ્બર ક્યાં ભીંજાણી—સાચું.
કાળો ભમરો શીરપર બેઠો, ઉરાડતાં અક્ષસંણી,
લાપોટે લટ છુટી ગઇ મારી, ભમર ત્યાં ભીંજાણી.—કેડો.
કસ્તુરી તારા અંગે મ્હેકે, કુસુમ કળીના હારો,
નયન રહ્યાં છે નાચી નવેલી, મળીયો કોણુ ઠગારો.—સાચું.
ચંદ્ર સરોવર નહાવા ગઇતી, વાટે મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી.—કેડો.

૨૧, માંડલીક— ગઝલ.

ખુને જીગર કો પીતી હૂં, બસ ગમમે તેરે યાર,
સહેરે ચમનસે ફીરતી હું, બસ ગમમેં તેરે યાર,
મય ચુપ ચુપ કે રોતી, મું આંસુઓસે ધોતી,
વો કહાં ગયો મેરો મોતી, મોતી બીનાના સોતી. બસગમમે—ખુને
દીલ ઉસીકું દીજીએ દીલદાર યાર હો.
કયા હિંદુ કયા મુસલમાન, કદરદાન યાર હો.
મેરી નજર જો તુમસે લડગઇ, મેંય પલંગસે નીચે પડ ગઇ.
વોહ કહાં ગયે મેરે પ્યારે, મેંય અગ્ની જેસી જલગઇ.
—બસ ગમમે તેરે યાર.

## ભજનામૃત—ભજન—મોરાંબાઇ.

બલીહારી રસીયા ગીરધારી, સુંદર સ્યામ હો તજી અમને
મથુરાંના વાસી, આવા ન બનીયેજી.
વાંસલડી વાગી એહવાં, ઝણુકાર વાગેને. વ્રજ વાટ લાગે ખારી
સુંદર સ્યામ હો તજી અમને, મથુરાના વાસી આવા ન બનીયે હોજી.
જમુનાનો કાંઠો વાહલા ખાવાને દોડેને, અકળાવી દે છે મુને ભારી—સું.
વૃંદાવન કેરી શોભા, તમ વીણુ અમને તો, નથી લાગે હવે સારી—સું.
ગોવરધન તોળ્યો વ્હાલા ટચલી આંગળીયે ને અમપર ઢોળ્યો
ગીરધારી—સું.
...બાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ ... ... ... ... ...

(વીર કેશરી નાટક)—સવારે શું થવાનું છે—ગઝલ.

થવાનું ના થવાનું કહે, નુજામી કોણ એવો છે,
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે,
હતી શલ્યા રૂપે અલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે,
હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહાબળી યોદ્ધા,
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે,
રમ્યા જુગટુ સૌ સાથે, વિભુતિ સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે,

સતિ તોરલ— રાગ—ભજન.

પાપ તારૂં પ્રકાશ જાડેજા, પાપ તારૂં પ્રકાશરે,
ત્હારી બેડલીને બુડવા નહિ દઉં, જાડેજારે—તોરળાંદે કહે છે,
હરણુ હણ્યાં લખચાર તોરલદે, હરણુ હેર્યાં લખચારરે.
કંઇક વનના મૃગલાં મારીયા, તોળાદેરે-જેશળ કહે છે,
કર્મ ત્હારાં સંભાળ જાડેજા કર્મ ત્હારાં સંભાળરે—તારી બેડલી.
લુંટી કુંવારી જાન, સતિ નારી લુંટી કુંવારી જાનરે,
સાત વીશું મોડબંધ મારીયા, તોળાંદેરે—જેશળ કહે છે,
ધર્મ ત્હારો સંભાળ, જાડેજા ધર્મ ત્હારો સંભાળરે—તારી બેડલી
તોડી સરોવર પાળ, સતી નારી તોડી સરોસર પાળરે,
બ્હેન ભાણેજ ડુભાવ્યાં, તોળાંદેરે જેશળ કહે છે,
કંઇક પરમારથ કર જાડેજા કંઇક પરમારથ કરરે—તારી બેડલી,
માથાના જેટલા વાળ સતી નારી માથાના જેટલા વાળરે,
એટલાં કુકર્મ મ્હેં કર્યાં, તોળાંદેરે—જેશળ કહે છે,
પાપ ત્હારૂં પ્રકાશ જાડેજા પાપ ત્હારૂં પ્રકાશ,
વિનવે જેશલ રાય સતિને, વિનવે જેસલ રાય;
સતિ નારી આ તારી, બેડલી ભવ પાર ઉતારરે.

નરસિંહ મેતાની હુંડી.

મારી હુંડી શીકારો મહારાજરે, શામળા ગીરધારી
મારી હુંડી શામળીયાને હાથરે, શામળા ગીરધારી.
રાણાજીએ રેઢ કરી, વળો મીરાં કેરે કાજ
...

સ્થંભ થકી પ્રભુ પ્રગટીયાં, વળી ધરીયાં નરસિંહ રૂપ
પ્રલ્હાદને ઉગારીઓરે, વહાલે માર્યો હરણ્યાકંસ ભૂપરે
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦
ગજને વહાલે ઉગારીઓ, વળી સુદામાની ભાંગી ભુખ;
દોહલી વેળાના મારા વાલમારે, તમે ભકતોને ઘણાં આપ્યાં સુખરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦
પાંડવની પ્રતિજ્ઞા પાળી, વળી દ્રોપદીનાં પૂર્યાં ચીર;
નરસિંહ મહેતાની હુંડી શીકારજોરે, તમે સુભદ્રાબાઇના વીરરે,
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦
ચાર જણા તિરથવાસીને વળી રૂપીઆછે સો સાત
વહેલા પધારજો દુવારકારે, એને ગોમતી નહાવાની ઘણી ખાંતરે
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦
રહેવાને નથી ઝુંપડું, વળી જમવા નથી જુવાર;
બેટા બેટી વળાવીઆંરે, મેતો વળાવી ઘર કેરી નારરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦
ગરથ મારૂ ગોપીચંદન, વળી તુલસી હેમનો હાર;
સાચું નાણું મારે શામળોરે, દોલતમાં ઝાંઝપખાજર;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦
તિરથવાસી સો ચાલીયાં, વળી આવ્યા નગરની માંહે;
આ શહેરમાં એવું કોણ છેરે; જેનું શામળશા શેઠ એવું નામરે
શામસા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦
નથી બ્રાહ્મણ નથી વાણીઓ; નથી ચારણ નથી ભાટ;
લોક કરે છે ઠેકડી રે; ન શામળશા શેઠ એવું નામરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦
તિરથવાસી સૌ ચાલીયા; વળી આવ્યા નગરની બહાર;
વેશ લીધો વણીકનોરે; મારૂં શામળશા શેઠ એવું નામરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦
હુંડી લાવો હાથમાં, વળી આપું પૂરા દામ;
રૂપિઆ આપું રોકડારે, મારૂં શામળશા શેઠ એવું નામરે;
શામળા ગીરધારી—મારી હુંડી શીકારો મહારાજરે૦
હુંડી શીકારી વાલે શામળે, વળી અરજે કીધાં કામ;

**મુંબઈની ઈમીગ્રેશન શેઠાણી !** —:ગઝલ:—

તમે મુંબઈ વિષે આવ્યા, નિહાળી સર્વ ફરમાવ્યા;
છતાં સાહેબ ઓ મ્હારા ! જુઓ મુંબઈની શેઠાણી !
અહા ! મુંબઈની અલબેલી ! છકેલી કંઈક સુધરેલી;
લટકટી લાજને મેલી. જુઓ મુંબઈની શેઠાણી ?
ફરે તે કંથ ઉઘરાણી, લખે નામું નયન તાણી;
છતાં કહેવાય "શેઠાણી," જુઓ મુંબઈની શેઠાણી ?
પતિ પરદેશમાં આવે, પ્રિયાને પાસ તેડાવે;
પછી વહુ પાંખ ફફડાવે, જુઓ મુંબઈની શેઠાણી ?
સ્વદેશે કામ સૌ કરતી, ખુશીથી ખાંડતી દળતી;
હવે "રામા" વિના રડતી, જુઓ મુંબઈની શેઠાણી ?
ઘરે સસરો અને સાસુ ખરચ વિણ એરવે આંસુ;
અમે વહુ મિષ્ટ ફરમાસુ, જુઓ મુંબઈની શેઠાણી ?
કુવેથી ખેંચતી પાણી, નણંદની સાથવે ભાણી;
હવે થઈ રાયની રાણી, જુઓ મુંબઈની શેઠાણી ?
ઘણી મુંબઈ તણી નારી બતાવે ઠાઠ બસ ભારી;
ભલે વર થાય ભીખારી, જુઓ મુંબઈની શેઠાણી ?
બને મુંબઈની શેઠાણી કરે પઈસા તણું પાણી,
રળે વર ટાંટીઆ તાંણી, જુઓ મુંબઈની શેઠાણી ?
પતિ શીતેર લાવે છે, સકળ પત્ની ઉડાવે છે,
છતાં દેવું કરાવે છે, જુઓ મુંબઈની શેઠાણી ?
વસાવે નવનવી સાડી, ફુલેલી ફેન્સી ચોળી;
ખરીદે બુટની જોડી, જુઓ મુંબઈની શેઠાણી ?
સુવાસિક તેલને અતર, રૂમાલો રાખતી સતર;
ગણે છે કોણ ત્યાં ગણતર! જુઓ મુંબઈની શેઠાણી ?
કબાટો કે ત્રીજોરી ના છતાં દશબાર ચાવીના;
રૂપાના રાખતી ઝુડા, જુઓ મુંબઈની શેઠાણી ?
જશે નાટક તમાસામાં અગર સરકસ સિનેમામાં;
ગણે મ્હોટાઈ ભપકામાં જુઓ મુંબઈની શેઠાણી ?
સદા નરવી રહે નારી. જતાં ક્યાંઈ જોઈશે ગાડી·

કરે ઘરકામ સૌ ધાટી, પદમણી ચાલવે જાતી;
અહા ? હોંસે હવા ખાતી, જુઓ મુંબઇની શેઠાણી ?
નથી નારી સકળ એવી, સતી કંઇ છે સીતા જેવી;
દયા સૌભાગ્યની દેવી, અસલ છે એજ શેઠાણી ?
નકલ કરનાર શેઠાણી ? સુણી ના કોપશો વાણી;
હશે પરમાર્થિ ને શાણી, ખરી મુંબઇની શેઠાણી ?
અપંગો પર દયા આણી, દુઃખીના દર્દને જાણી;
મદદ દેતાં ન અચકાણી, ! અહાહા ! એજ શેઠાણી ?
સ્થિતિ સ્વામી તણી જાણી; વિના "ધાટી" ન ગભરાણી;
શિયળવંતી વિનયવાળી, ગુણી ગૃહરાજ્યની રાણી ?

"રા. મણીકાન્ત"ની કાવ્યમાળામાંથી.

તોરલ

જેશળ કરી લે વિચાર, માથે જમ કેરો માર
સ્વપ્ના જેવોરે સંસાર તોળાંદે કરે છે પોકાર
આવોને જેશળ રાય આપણ મળીએરે
ખરા સંત હોય ત્યાં જઇ ભળીએરે
આ ભવ આવીઓ અવતાર
માથે સદગુરૂ ધાર જાવું ધણીને દરબાર
એડલી ઊતારે ભવપાર—આવોને
મોતી એરણમાં ઓરાય માથે ધણ કેરા ધાય
ફૂટે ફોગટીયાં કહેવાય સાચાની ખરે ખબરો થાય
નવલખ કોથળીયે બંધાય ત્યારે ગાંધીડો કહેવાય
હીરા માણેક વાટે વેચાય તેના મોલ મોંઘા થાય
આવોને
નીત્ય નીત્ય ઉઠી નાવા જાય કાયલા ઉજળા ન થાય
એવા ગુણીકાનો તે તો બાપ કોને કહેવા જાય
આવોને
દેખા દેખી કરવાને જાય એ નર અધુરીયા કહેવાય
હાથમાં દીવો લઇને છતી આંખે કુવે પડવા જાય

## પ્રભાતીયું.

જળકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે.
જાગશે તને મારશે, મને બાળ હત્યા લાગશે. ટેક.
કહેને બાળક કાં મારગ ભુલ્યો, કે તારા વેરીએ વળાવીઓ;
નીશ્ચે તારો કાળજ ખુટયો, અહીઆં તે શીદ આવીયો. જળ.
નથી નાગણ હું મારગ ભુલ્યો, કે મારા વેરીએ વળાવીયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હારીયો. જળ.
રંગે રૂડો રૂપે પુરો, દીસતો કોડીલો કોડામણો;
તારી માએ કેટલા જન્મીયા, તેમાં તું અળખામણો. જળ.
મારી માતાએ બેઉ જન્મીયા, તેમાં હું નટવર નાનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કોડામણો. જળ.
લાખ સવાનો મારો હાર આપું, આપુરે તુજને દોરીઓ;
એટલું મારા નાથથી છાનું, આપું તુજને કરી ચોરીઓ. જળ.
શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારો દોરીઓ;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરીઓ. જળ.
ચરણ ચાંપી મુખ મરડી, નાગણે નાગ જગાવીયો;
ઉઠને બળવંતા કોઇ, બારણે બાળક આવીયો. જળ.
બેઉ બળીયા બાથે વળીયા, કૃષ્ણે કાળીનાગ નાથીઓ;
સહસ્ત્ર ફેણ ફુંકવે જેમ, ગગન ગાજે હાથીઓ. જળ.
નાગણ બહુ વિલાપ કરે છે, નાથને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઇ જશે, પછી નાગનું શીશ કાપશે. જળ.
બેઉ કરજોડીને વીનવે સ્વામી, મુકો અમારા કંથને;
અમે અપરાધી કાંઇ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને. જળ.
થાળ ભરી સગ મોતીઓ, શ્રી કૃષ્ણનેરે વધાવીઓ;
નરસૈયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવીયો. જળ.

**માલતી માધવ—**

હાંહાંરે મને ઠગી, ઠગી મને ઠગી, ઠગારે મને ઠગી, જાણીને ભોળી નાર
ખોટા બોલી શાને ખુવે છે તારો ભાર, આ છે ખોટા કરાર (૨)
ખોટા ખોટા ? હા ખોટા..... ઠગી............

**સાખી** "અંતર પ્રેમ વિના બધા, નિષ્ફળ કોલ કરાર,

નંદબત્રીસી—

ગંગાજળ નિરમળ સમુ, શુદ્ધ પવિત્રજ સાર;
તેવું કુળજો માહરૂં, (તો) પડ પાસા પો'બાર.
હંસ ગયો સરોવર તીરે, દીઠું અમૃત સાર;
પીધા વીણ પાછો ફર્યો (તો) પડ પાસા પો'બાર.
સત્ય ચુકે જો સાધવી ધરા ન ઝીલે ભાર.
તે ગુણ જો હોયે મુજ મહીં (તો) પડ પાસા પો'બાર
નામ સુણે અમૃત ઝરણુ ચોર કને ભંડાર,
કામી પાસ રહે કામિની (તો) પડ પાસા પો'બાર.
મીઠો આંબો સર્વદા, ઉત્તમ ફળ દેનાર;
તેવું કુળજો માહરૂં, (તો) પડ પાસા પો'બાર
વિમળ કમળ વિલોકીને, ભ્રમર ગયો તે હાર;
દીઠું પણ અડક્યો નહીં, (તો) પડ પાસા પો'બાર.
અહલ્યા સીતા દ્રોપદી સતી ખરી નિરધાર;
તેવું ચિત જો માહરૂં, (તો) પડ પાસા પો'બાર.
ભુખ્યા આગળ જો ધરે ઉત્તમ ભોજન સાર;
ખાધા વિણ ઉઠે નહિં, (તો) પડ પાસા પો'બાર.

એકજ સુર—

આપણે કરશું વકીલાત ત્યારે ભરશે કોણ પાણી ?
પછી ધણી ધણીયાણી થઇને મ્હાલશે રે બા.
આપણે પેરશુ પાટલુન બુટ કોટ નેકટાઇ,
પછી ધણી સેંથા ટપકી પાડી નાચરે બા.
આપણે થાશું સોલજર ધુમ ફરરર.
વરજી લેંધા ચોળી પહેરી સાચવશે ઘર.
ઘાઘરા પલટણ કરશે દેશનો ઉદ્ધાર.
ઓ મારાં હીંદ તારો થઇ ગયો બેડો પાર !—કરશું.